વિકાસેલાં કમળ મુખની તેમ નીલોત્પલાક્ષી,
ને ખીલેલાં નવ દરભ શાં શ્વેત વસ્ત્રો ધરંતી;
શોભે કાન્તિ કુમુદ સરખી એવી આ શારદી તો,
મસ્તઓના સમ તુજ દિલે પ્રીતિ ઉત્કૃષ્ટ આપો.—૨૬



શ્લોક ૨૬
વદની=મુખવાળી શારદી=શરદ નીલ=કાળા ઉત્પલ=કમળ(રૂપી)
અક્ષી=આંખવાળી શ્વેત=ધોળાં.

# હેમન્ત વર્ણન

## સર્ગ ૪ થો.

ધાન્યોથી ને નવ કુંપળની ફૂટથી શોભિતો છે,
પાક્યા શાલિ સમૂહ સઘળે; લોધ્ર પુષ્પો ખીલ્યાં છે;
પદ્મો જાતાં કરમઈ બધાં તેમ વર્ષે તુષાર,
એવો બેઠો હિમમય પ્રિયે ! હાલ હેમન્તકાળ.—૧
રંગાયેલા કુમ કુમ તણા રંગથી જ્હોી મઝેના,
સુશોભિતા બરફ, શશી ને કુન્દની કાન્તિ જેવા;
એવા હારે, વિભૂષિત કુચો ના થતાં, આ ઋતુમાં,
સુશોભિતી મનહર કુચોવાળી કામિનીઓનાં.—૨
કામિનીઓ દ્વય કર મહી બાજુબંધો, કડાં કે–
નાનાં મોટાં ભૂષણ સઘળાં પે'રતી ના જરાએ;
પે'રે છે ના નવ દુકૂલને હાલ નિતંબ બિંબે,
ને વિશાળાં સ્તન પર ધરે ના ઝીણાં વસ્ત્ર હોંસે.—૩

---

શ્લોક ૧
ફૂટથી=ફૂટવાથી લોધ્ર=એક જાતનું ફુલ ઝાડ વર્ષે=પડે
તુષાર=શીત–બરફ.

શ્લોક ૨
કુન્દ=એક જાતનો મોગરો ત્યા તેનું ફુલ શશી=ચંદ્ર કુચો=સ્તનો
કામિની=વિલાસિની.

શ્લોક ૩
બાજુબંધ=કોણી ઉપર પહેરવાનું ઘરેણું નવ=નવાં દુકૂલ=રેશમી
વસ્ત્ર ઝીણાં=પાતળાં.

સુશોભિતી મણિ કનકની મેખલા કેરી સેરે-
નિત'ઓને ભૂષિત પ્રમદા હાલમાં ના કરે છે;
ને કામિની, ચરણ કમળે પદ્મની કાન્તિ જેવા,
હંસો જેવા સ્વર ઉચરતા નૂપુરોને ધરે ના.—૪

કામિનીઓ રતિ રમણના ઉત્સવો કાજ આજે,
સુશોભિતા મુખ કમળમાં પત્રલેખા કરે છે;
સુવાસિતાં કરતી શિર દૈ ધૂપ કાળાગુરુએ,
ને ચર્ચેલાં શરીર કરતી ચંદનો ચોપડીને.—૫

કેલી થાકે શિથિલ થયલી ને ફીકાં મુખવાળી,
તારુણીઓ, હરખની ઘડી પ્રાપ્ત થાયે તથાપિ;
ભેદાયેલા દશન અણીથી પામતા પીડ એવા-
નિહાળીને નિજ અધરને અટ્ટહાસ્યે હસે ના.—૬

શ્લોક ૪

મણિ=રત્ન નિનદ=સ્વર કનક=સોનુ—હેમ ધરતા=ધારણ કરતા
મેખલા=કંદોરી નૂપુર=પગે પહેરવાનું ઓનું ઘરેણું.

શ્લોક ૫

રતિ=કામ રમણ=વિલાસાદિ પત્રલેખા=કસ્તુરી કેસરાદિથી
દોરેલાં ચિત્ર શિર=માથા કાળાગુરુ=કાળુ અગર ચંદનો=અનેક
—સુખડ—જાત જાતનાં ચંદન.

શ્લોક ૬

કેલી=રતિ ક્રીડા-કામક્રીડા અટ્ટહાસ્ય=મોટેથી હસવું તે દશન=દાંત
મિથુન=સંભોગ પીડ=પીડા અધર=ઓષ્ટ.

શોભા પામી પીન કુચ ભર્યાં ઉર વિભાગ માંહે,
તે પીડાથી દુખિત થયલી ઋતુ હેમન્ત જાણે—
તૃણાગ્રોથી છૂટી ટપકતા ઓસનાં બિંદુઓએ,
દેખાયે છે રૂદન કરતી હોય તેવી પ્રભાતે.—૭

પૂરાયેલાં ફલિત કણના પાકથી ખેતરો છે,
સર્વસ્થાનો મૃગ રમણીના યૂથથી શોભિતાં છે;
ને થાયે છે મધુર પડઘા શોભિતા ક્રૌંચ કેરા,
એવી સીમો મનુજ મનને તો કરે છે રસીલાં—૮

વિકાસેલા નીલ કમળથી ખૂબ શોભી રહેલાં,
છે કાદંબો અતિશ સુખથી મસ્તીવાળાં વસેલાં;
ને છે વારિ શીતલ અતિશે નિર્મળા કાચ જેવાં,
એવાં રૂડાં સરવર હરે ચિત્ત પુરુષ કેરાં.—૯

શ્લોક ૭

પીન=જાડાં-પુષ્ટ ઉર વિભાગ=વક્ષસ્થળનો ભાગ. કુચ=સ્તન
ઓસ=તુષાર-ઝાકળ તૃણ=ઘાસ.

શ્લોક ૮

ફલિત=પાકેલા-નિપજેલા-ફળેલા યૂથ=ટોળાં ક્રૌંચ=કંક-બગલું
રસીલાં=રસ ભોગવવા ઉત્સુક સીમ=ખેતરનો જગા.

શ્લોક ૯

નીલ=કાળા કાદંબો=એક જાતનાં પક્ષી-કલહંસ.

વ્હાલી ! સે'જે હિમ વરસતાં ઠંડીએ પાકી જાતી,
ને વાયુએ સતત ધ્રૂજતી, એવી પ્રિયંગુ વેલી;
પોતાકેરા પ્રિયતમ થકી રે ! વિખુટી પડેલી–
વિલાસિની રમણી સરખી, થાય છે પાંડુરંગી,—૧૦

મોઢું જેનું મઘમઘી રહ્યું મ્હેકતા પુષ્પ મધે,
ઉચ્છ્વાસોના સમીરથી બધું અંગ સુવાસિતું છે;
વીંધાયેલો રતિ રસથકી ને સૂનારો અડીને,
વ્હાલી! એવો જન, અવરનું અંગ ભીડી સૂવે છે.—૧૧

યુવાનીના મદથી ઝરતી એવી કામિનીઓના–
દીસે ઓષ્ટો દશન અણીના ઘાવથી ચિન્હવાળા;
ને બાહુના નખ ઉઝરડા છે પડેલા સ્તનોએ,
એ–કેલીના નિરદય અતિ ભોગને સૂચવે છે.—૧૨

---

શ્લોક ૧૦

પ્રિયંગુ=શ્યામાલતા–એક જાતની વેલ પાંડુરંગી=ફીકી–ધોળાશ પડતી ફીકાશ હિમ=બરફ–ઠંડી વરસતાં=પડતાં
વિલાસિની=વિલાસવતી.

શ્લોક ૧૧

મધે=દારૂએ ઉચ્છ્વાસ=મુખથી નાકથી પવન બહાર કાઢવાની ક્રિયા
રતિ=કામદેવ અવરનું=બીજાનું પાઠાન્તર; રમણીનું.

શ્લોક ૧૨

દશન=દાંત ભોગને=ઉપભોગને ઘાવ=ઘા–પ્રહાર બાહુ=હાથ
કેલી=કામક્રીડા.

કોઇ કોઇ લલિત વનિતા હાથમા ખાપ રાખી,
વિભુપે છે મુખ કમળને મીઠડા તાપ માંહીં;
ને પીધેલા રસ પ્રિયતમે, દંતથી ઘા કરેલા–
નિહાળે છે નિજ અધરને, ખેંચી ખેંચી ઉષામાં.—૧૩

કોઇ, ભારે સુરત શ્રમથી છે દુખી દેહવાળી,
ને છે રાતાં નયન કમળો રાત્રી ઉજાગરાથી,
વ્યાપેલા છે વિખરઇ હુલા સ્કંધમાં કેશપાશો,
લે છે નિદ્રા, મૃદુ રવિકરે તપ્ત છે એવી સ્રીઓ.—૧૪

ઊંચાં ધાડા સ્તન ભર વડે નમ્ર છે દેહ બાધા,
છે કેશાગ્રો અતિ ઘન નીલા એવી બીજી વનિતા,
ચારુ ગંધે રહિત કુસુમો કેરી નિર્માલ્ય માળા–
ઉતારીને શિર થકી કરે કેશ સંસ્કાર રૂડા.—૧૫

શ્લોક ૧૩

લલિત=કોમળ વનિતા=સ્રી ખાપ=આરસી–દર્પણુ પીત=પીધેલા
ખેંચી ખેંચી=ચાપી ચાપી.

શ્લોક ૧૪

સ્કંધ=ખભા રવિકરે=રવિકિરણે મૃદુ=કોમળ.

શ્લોક ૧૫

પીન-ધાડાં=જાડા-માતાં ઘનનીલા=ઘાટકાળા ભર=ભારે=ભરાવદાર
ચારુ=સુંદર નમ્ર=નમેલા ગંધે=ગંધને કેશાગ્રો=વાળના ગુચ્છ.

હુમાયેલી તન પ્રિયતમે ભોગવેલું નિહાળી,
કાપેલી છે અધર રચના ચારુ સૌંદર્યવાળી;
લાંબા કાળા લલિત અલકે દષ્ટિને છે રૂંધેલી,
ને સૌ ગાત્રો નખથી ક્ષત છે, ચોળી પે'રે સ્ત્રી એવી.—૧૬

બીજી સ્ત્રીઓ, ચિર સુરતની કેલી કેરા શ્રમેથી–
પીડાયેલી, શિથિલ થયલા ગાત્રના બંધવાળી;
ને પીડાતાં વિપુલ અતિશે ઉમદા કુચવાળી,
તૈલી દ્રવ્યો તન પર ધરે, રમ્ય સૌંદર્યવાળી.—૧૭

બ્હો ગુણોથી રમણીય અને કામિની ચિત્તહારી,
પાકેલા બ્હૌ કણથી ભરી છે સીમ સૌ ગામડાંની;
ને હંમેશાં મનહર અતિ, કંઠ હારે વીંટેલો,
એવો તારાં હિમમય, પ્રિયે! કાલ આ સુખ આપો.—૧૮

શ્લોક ૧૬

અધર=ઓષ્ટ ક્ષત=ઘવાયલાં–જખમી અલકે=કેશોએ–લટે
રૂંધેલી=ઘેરેલી લલિત=સુંદર.

શ્લોક ૧૭

ચિર=લાંબા વખત સુધી–બહુ વખત સુરત=રતિ કેલી=ક્રીડા
તૈલીદ્રવ્યો=શરીરે ચોળવાના સુગંધીત તેલી પદાર્થો.

શ્લોક ૧૮

ચિત્તહારી=ચિત્ત હરનારો સીમ=સીમાડા–ખેતરોના સમૂહ–હદ
કંક=ક્રૌંચ–બગલું હારે=માળાએ.

પાઠાન્તર=એવો રૂડો ઋતુ સુખ પ્રિયે! કાલ હેમન્ત આપો.

# શિશિર વર્ણન

## સર્ગ ૫ મો

કોઈ સ્થાને સુખથી વસતાં ક્રૌંચ નાદેથી શોભે.
શોભે પાકયા નવ કણુથી ને શેરડીના સમૂહે;
ને છે વ્હાલો રમણી જનને, છે વધુ કામવાળો,
એવો હાવાં સુભગ જઘને ! કાળ શિશિર સુણો.—૧

દ્વારે ઢાંકયા શિશિર ઋતુમાં ગૃહના ગર્ભ ભાગો,
ભાનુ કેરાં મધુર કિરણો, અગ્નિ ને ઘટ્ટ વસ્ત્રો,
યુવાનીમાં છલકઇ જતી એવી વિલાસિનીઓ,
પ્યારી ! પામે સરવ જનના ભોગને એ બધું તો.—૨

હિમાંશુના કિરણ સરખું શીત સુવાસિ ગંધ,
કીંવા વ્હાલી ! શરદ શશી શાં નિર્મળાં હર્મ્યપૃષ્ઠ;
કે ભીજેલા જળકણ વડે શીત એવા સમીરો,
રાજી રાજી જન હૃદયમાં હાલમાં ના કરે કો.—૩

---

શ્લોક ૧
ક્રૌંચ=ગોર જાતનાં સુંદર પક્ષી–કંકે–બગલાં સુભગજઘને !=હે સુંદર જઘનવાળી.

શ્લોક ૨
ગર્ભભાગ=અંદરના ઓરડા ઘટ્ટ=જાડાં.

શ્લોક ૩
હિમાંશુ=ચંદ્રમા ગંધ=ચંદન હર્મ્યપૃષ્ઠ=અગાશી–અગ રસી–ગરના સમીરો=વાયુઓ.

બ્હી વર્ષ્યાથી હગ બરફના હિમ જેવી બનેલી,
તેમાં ઇન્દુ–કિરણ ભળતાં ખૂબ ઠંડી થયેલી;
ફીકા તારા બાણુથી શણુગારાયલી વાંકીચૂંકી,
એ રાત્રીઓ નથી મનુજને સેવવા યોગ્ય હોતી.—૪

કંઠે માળા, તન પર ભર્યું ગંધ, તાંબુલ મુખે,
ને મ્હેકેલાં મુખકમલ છે સુખદા આસવોએ;
એવી સ્ત્રીઓ, અગરુ ધૂપથી છે સુવાસિ અતિશે–
એવા શૈય્યાગૃહ મહીં ખસે છે, અધીરી બનીને.— ૫

તછોડેલા વિવિધ રીતથી દોષ કીધે પ્રિયાના,
ને દોષોથી વિહીન મનના, તેમ ધ્રૂજી રહેલા–
સ્વામીઓને, સુરત રસના તો અભિલાષી જોઇ,
ગુન્હાઓને વીસરી ગઇ સૌ કામિની મસ્તીવાળી.— ૬

કામે અંધા નૂતન યુવકે ક્રૂરતાએ કરીને,
લાંબી રાતે ચિર રમણુમાં ભોગવેલી અતિશે;

શ્લોક ૪

ઇન્દુ=ચંદ્ર રજનીઓ=રાત્રીઓ।

શ્લોક ૫

તાંબુલ=ખાવાનું પાનબીડું મ્હેકેલાં=વાસવાળાં સુખદા=સુખ આપનાર આસવ=મદ્ય–મદિરા–દારૂ અગરુ=કાળું અગરુ

શ્લોક ૬

દોષ=ગુન્હો–કસુર વિહીન મનના=લુપ્ત બુદ્ધિના સુરત=કામક્રીડા અભિલાષી=ઇચ્છાવાળા તછોડેલા=ધિક્કારેલા–તિરસ્કાર કરેલા

ઉષઃકાલે, નવીન ફૂટતી યૌવના નારીઓ તે,
દુઃખી ઉરે રતિ શ્રમ થકી ધીમી ધીમી ભમે છે.— ૭
પીડેલાં છે સ્તન અતિશયે રમ્ય કંચુકી પે'રી,
ને પે'ર્યાં છે દુકૂલ અરૂણાં શોભિતા ઉર માંહી;
એવી સ્ત્રીઓ કુસુમ ધરીને શિરના કેશપાશે,
શોભાવે છે શિશિર ઋતુને કામિની સ્ત્રીની પેઠે.— ૮
યુવાનીની ગરમી ઝરતાં, સેવવા યોગ્ય સુખે,
કંકુવર્ણાં, ત્યમ પીળચટાં, ગોળ ગાઢ સ્તનોએ–
કામિનીઓ વતી પીડિત છે જેમનાં ઉર, એવા–
કામિઓ સૌ પરિભવ કરી ઠંડીનો, ઊંઘ લેતા.— ૯
સુવાસિતા શ્વસનથી રૂડું કંપતું પદ્મ જેવું,
કામક્રીડા સજીવ કરતું, ચિત્ત આકર્ષનારૂં;
એવું ઊંચું મદનીય મધુ રાત્રીઓમાં પીવે છે,
દુખાયેલી બધી રમણીઓ કામિ પુરૂષ સંગે.—૧૦.

---

શ્લોક ૭
કામે અંધ=અતિ કામાતુર ચિર=લાંબા વખત સુધી–બહુ વખત
રમણ=ક્રીડા–વિલાસ ઉષઃકાલે=પ્રભાતે યૌવના=જુવાનીમાં આવેલી
રતિ=કામક્રીડા

શ્લોક ૮
કંચુકી=ચોળી–કાપડું દુકૂલ=રેશમી વસ્ત્ર અરૂણાં=રાતાં કેશપાશે=
કેશકલાપે

શ્લોક ૯
પીળચટાં=આછા પીળા ઉર=હૃદય–વક્ષસ્થળ પરિભવ=નાશ

શ્લોક ૧૦
શ્વસન વહને=શ્વાસ લેવામૂકવાથી ઊંચું=ઉત્તમ મદનીય=કેફી
મધુ=મદ્ય રૂડું=મનોહર

છે કુચાઓ નિબિડ પિયુના ગાઢ આલિંગનોએ,
કામાસક્તિ શીતલ થઇ છે એવી કો સ્ત્રી પ્રભાતે;
જોતી જોતી નિજ તન નિશે ભોગવેલું પતિએ,
જાયે, શય્યાગૃહથી હસતી ગૃહના અન્ય ખંડે.—૧૧

પ્રાતઃકાલે અવર પ્રમદા ચારુ સૌંદર્યવાળી,
ગુરુનિતંબિની, કમરમાં છેક નીચી નમેલી;
ત્યાગે શય્યા, અગરુ સુરભી ધુપથી ર્‌હેકવાળા–
પુષ્પોમાળા નીકળી ગયલા કેશ સંકેલી લેતાં.—૧૨

નેત્રો–કર્ણો સુધી અડકતા રક્ત વર્ણા ખૂણાનાં,
ને ધોયેલાં તરત જળથી, હેમ પદ્મ શું રૂડાં;
કેશો સ્કંધે પથરઇ રહ્યા, છે મુખારવિંદ એવાં,
એવી સ્ત્રીઓ ગૃહ મહીં રહી લક્ષ્મી પેઠે ઉષામાં.—૧૩

શ્લોક ૧૧

કુચાઓ=સ્તનની અણીઓ-ચુચુકો નિબિડ=ઘાડા-ભારે-સુરેખ-દબાઈને ઘટ્ટ થયેલા સ્વ=પોતાનું નીશી=રાત્રિએ

શ્લોક ૧૨

ગુરુનિતંબીની=મોટા નિતંબવાળી સુરભી=સુગંધીત ધૂપ=અગ્નિમાં બાળવાનો સુગંધીત પદાર્થ અગરુ=કાળું અગરુ

શ્લોક ૧૩

રક્ત=રાતા હેમના=સોનાનાં પદ્મ=કમળ સ્કંધે=ખભે-ખભાએ ઉષામાં=પ્રભાતમાં-સવારમાં

પૃથુ જંઘા થકી પીડિત છે, સે'જ કેડે નમેલી,
ને વિશાળાં સ્તન પીડનથી ચાલતી ધીમીધીમી—
તારુણીઓ દિવસ ઘટિતો વેષ પે'રે પ્રભાતે,
રાત્રી કેરો રતિ સમયનો વેષ ત્યાગી ત્વરાએ.—૧૪

જોતી જોતી નખથી થયલા ન્હોર કુચાગ્રમાંના,
ડૂંખો જેવા અધર ઉપરે સ્પર્શતી દંતના ઘા;
ઇષ્ટસ્વાદુ રસ પુરતી આ ઋતુને હર્ષ દેતી,
તારુણીઓ રવિ ઉગમતાં મુખ શોભાવી લેતી.—૧૫

છે દેનારો અતિ ગુડ, મીઠાં ધાન્ય, ઇક્ષુથી પ્યારો,
કામક્રીડા થકી પ્રબલ ને કામના ગર્વવાળો;
પ્રેમીઓથી રહિત જનના ચિત્તમાં દુઃખ દેતો,
એવો નિત્યે શિશિર તમને સુખ દેનાર હોજો.—૧૬

શ્લોક ૧૪

પૃથુ=જાડી જંઘા=જાંઘ–સાથળ કેડે=કટીથી–મધ્યથી
તારુણીઓ=બાલ્યાવસ્થા પૂરી થયા પછીની શરૂ યુવાનીવાળી

શ્લોક ૧૫

ન્હોર=ઉઝરડા સ્વાદુ=સ્વાદિષ્ટ કુચાગ્રમાંના=સ્તન ઉપરના
અધર=નીચલો ઓષ્ટ સ્પર્શતી=પંપાળતી ઘા=પ્રહાર

શ્લોક ૧૬

ગુડ=ગોળ પ્યારો=સુંદર ઇક્ષુ=શેરડી પ્રબલ=બળવાન
પાઠાન્તર=" છે દેનારો " તેને બદલે " કાન્તિકારી "

# વસંત વર્ણન

## સર્ગ ૬ ઠો

આંબા કેરી ફૂટતી કૂંપળો છે તીણાં બાણ જેનાં,
ને ધ્રૂજંતી ધનુ પણછ છે ભૃંગની પંક્તિમાળા;
એવો આવ્યો, સુરત રસનો જે દિલે છે પ્રસંગ–
તે દિલોનું વીંધન કરવા વ્હાલી ! યોદ્ધો વસંત — ૧

છે ખીલેલાં પુલથી તરુઓ, પદ્મથી યુક્ત વારિ,
ને છે કામે રત રમણીઓ, તેમ વાયુ સુવાસિ;
છે શોભિતા દિવસ, સુખદા છે પ્રદોષો અતિશે,
સુખાર્થે સૌ રમણીય અતિ હે પ્રિયા ! છે વસંતે — ૨

વાપી કેરાં વિશદ જલને, રત્નની મેખલાને,
કામિનીને ત્યમ ઝળકતાં ઇન્દુનાં કિરણોને;
ફાલ્યાં ફૂટયાં કુસુમથી ભર્યાં આમ્રકેરાં દ્રુમોને,
આપે શોભા સુરભિ ઋતુ આ હે પ્રિયા ! એ બધાંને.— ૩

---

શ્લોક ૧
તીણું=અણીદાર સુરત=સંભોગ–કામક્રીડા ધનુ=ધનુષ
પણછ=ધનુષની દોરી

શ્લોક ૨
તરુ=વૃક્ષ પ્રદોષો=સાયંકાળો વારિ=જળ કામે રત=કામાતુર

શ્લોક ૩
વાપી=વાવ ઇન્દુ=ચંદ્ર વિશદ=નિર્મળ મેખલા=કંદોરી
આમ્ર=આંબા કુસુમ=પુષ્પ દ્રુમો=વૃક્ષો સુરભિ=વસંત શોભા=સૌંદર્ય

કેસૂડીના વરણુ સરખાં રક્ત પે'રી દુકૂલો,
શોભાવે છે લલિત વનિતા પ્રૌઢ નિતંબ બિંબો;
ને શોભાવે રસિક પ્રમદા ગાઢ ગોળ સ્તનોને,
રાતી કંકુવરણી, અરૂણી ગૌર, કંચુકીઓ.— ૪

વ્હાલી ! કાળા ફરફર થતા કેશમાં, માલતિનું–
ને આશોપાલવનું ખીલતું પુષ્પ ઘાલેલું તાજું;
ને ઘાલેલું નવ કરણુનું ખીલતું પુષ્પ કાને,
શોભાવે છે રસિક રમણીકેરી કાન્તિ વધારે.—૫

કુચોમાંહે શીત સુખડના લેપ કીધેલ હારો,
ભૂજોમાંહે વલય નકસીદાર ને બાજુબંધો;
ને જંઘામાં રતનથી જડી હેમની મેખલાઓ,
પે'રે કામાતુર હૃદયની શ્રેષ્ઠ નિતંબિનીઓ.—૬

---

શ્લોક ૪

કેસૂડી=ખાખર તથા તેનાં પુષ્પ વરણુ=વર્ણ–રંગ રક્ત=રાતાં
દુકુલો=રેશમી વસ્ત્રો અરૂણી=રાતી કંચુકી=ચોળી–કપડાં વિગેરે

શ્લોક ૫

કેશ=વાળ માલતિ=એક ફૂલઝાડ આશોપાલવ=અશોક
કરણુ=કરેણુ.

શ્લોક ૬

કુચો=સ્તનો વલય=કડાં–અંગડી વિગેરે શીત=શિતલ
બાજુબંધ=હાથે પહેરવાનું બીનું ઘરેણું સુખડ=ચંદન
જંઘા=જાંઘ મેખલા=કંદોરી હેમ=સોનું.

કસ્તુરી કેસર સુખડથી પત્રલેખા કરેલાં-
સોનાકેરા કમળ સરખાં કામિનીના મુખોમાં;
ત્યાંએ કેરાં નજીક નજીકે નીકળી સ્વેદ કેરાં,
રાતા પીળા મણિની વચમાં શોભતા મોતી જેવાં —૭

શ્વાસોચ્છ્વાસે શિથિલ થઇ છે ગ્રંથીઓ વસ્ત્રકેરી,
ને કંદર્પે અવયવ રૂપે વ્યાપ્ત છે સર્વ, એવી-
કામિનીઓ, પ્રીતમ વસતા હાલમાં પાસ તેથી;
કેલી કાજે અધીર અતિશે હે પ્રિયા ! છે બનેલી.—૮

પાંડુરંગી, જડીભૂત અને દૂબળાં બહુ બનેલાં,
ઘેને, ખાતાં ઘડી ઘડી બગાસાં પરે બહુ બગાસાં;
એવાં અંગો રસિક પ્રમદા વર્ગનાં આ વસંતે,
તેજસ્વી ને ત્વરિત અતિશે પુષ્પધન્વા કરે છે.—૯

---

શ્લોક ૭

પત્રલેખા=સુગંધીત લેપથી સ્ત્રીઓએ મોઢા ઉપર દોરેલાં ચિત્રો
સ્વેદ=પસીનો.

શ્લોક ૮

ગ્રંથીઓ=ગાંઠો-બંધનો કંદર્પ=કામદેવ અવયવ=ગાત્ર
કેલી=રતિક્રીડા-મિથુન.

શ્લોક ૯

પાંડુરંગી=ફીક્કાં ઘેને=સુસ્તીથી જડીભૂત=જડરૂપ
ઘડીઘડી= વારંવાર ત્વરિત=અધીર-વ્યાકુળ
તેજસ્વી=સ્ફુર્તિવાળાં-સૌંદર્યવાન

સુરાકેરા અમલ ઝરતા નેત્રમાં લોલ રૂપે,
કુચોમાંહે કઠિન સ્વરૂપે, ગંડમાં શ્વેત રૂપે;
ને જંઘામાં પીન સ્વરૂપથી, કેડમાં નિમ્ન રૂપે,
સ્ત્રીઓમાંહે મદન સ્થિત છે બ્હૌ પ્રકારે વસંતે.—૧૦

નિદ્રાવાળાં, ત્યમ ઊંઘણુશી, વિભ્રમોયુક્ત ગાત્રો,
થોડા થોડા મદથકી ભર્યાં લાલસાયુક્ત વાક્યો;
ને ફેંકાતી તીરછી નજરો, ભ્રૂવિલાસે કરીને,
એવી કર્તી મદન પ્રમદા કેરી સ્થિતિ વસંતે.—૧૧

પ્રિયંગુના રસથી અગરુ, કંકુને કાલવીને,
ને કસ્તુરી વર સુખડના પંકમાં ભેળવીને;

---

શ્લોક ૧૦

સુરા=દારૂ-મદ્ય-આસવ અમલ=કેફ લોલ=લાલાશ. આતુર-ચંચળ ગંડ=ગાલ જંઘા=જાંઘ શ્વેત=ધવલ=ધોળું પીન=પુષ્ટ-જાડું નિમ્ન=નમ્ર-નમેલું=નીચું વળેલું-કૃશ.

પાઠાન્તર=માનિનીમાં મદન વસતો વિધવિધે વસંતે.

શ્લોક ૧૧

ઊંઘણુશી=આળસુ મદન=કામદેવ વિભ્રમ=વિલાસયુક્ત હાવભાવ લાલસા=તૃષ્ણા-ઉત્કટ ઇચ્છા ભ્રૂ=ભ્રૃકુટિ વિલાસ=રતિચેષ્ટા-શૃંગારચેષ્ટા.

કામિનીનાં, મદ થકી જડીભૂત સૌ અંગનાનાં,
ગોરાં ગોરાં સ્તનની ઉપરે લેપ થાયે મજેના.—૧૨
આ ઋતુમાં મદન મદથી વ્યાપ્ત છે અંગ જેનાં,
એવા લોકો જલદી ત્યજીને કીમતી વસ્ત્ર જાડાં;
લાક્ષાકેરા લલિત રસનો રંગ ઘાડો ભરેલાં,
પે'રે કાલા અગરુ ધૂપથી મ્હેકતાં વસ્ત્ર ઝીણાં.—૧૩
આંબાકેરો રસ મધુ રૂપે પી મદે પૂર્ણ પ્રેમે,
કોકિલાનો પ્રિયતમ કરે ચુંબનો કોકિલાને;
ને બેઠેલો કમળ વનમાં ગુંજતો ભૃંગ તે યે,
સારી રીતે નિજ રમણીને ચુંબને ગૂંગળાવે.—૧૪
તાંબાવર્ણી નવ કૂંપળના ગુચ્છ ભારે નમેલાં,
કુસુમોથી ભૂષિત થયલી શોભિતી ડાળીવાળાં;
ને ડોલેલાં અતિ પવનથી, આમ્રનાં વૃક્ષ એવાં,
કામિનિનાં મૃદલ દિલને બ્હો કરે છે અધીરાં.—૧૫

શ્લોક ૧૨
પ્રિયંગુ=શ્યામા લતા—એક વેલી અગરુ=કાળું અગરુ જડીભૂત=જડરૂપ બનેલાં વર=ઉત્તમ ગોરાં=ગૌર પંક=કાદવ મજેના=સુંદર.
શ્લોક ૧૩
મદન—કામદેવ લાક્ષા=એક વનસ્પતિ—મેંદી મ્હેકતાં=સુવાસિત.
શ્લોક ૧૪
મધુ=આસવ—દારૂ કોકિલા=કોયલ મદે=ઉન્માદથી
કોકિલાનો પ્રિયતમ=કોકિલ ભૃંગ=ભ્રમર—ભમરો.
શ્લોક ૧૫
ગુચ્છ=ઝુમખા આમ્ર=આંબા અધીરાં=ઉત્સુક.

મૂળેથી તે શિખર સુધી વિદ્રુમ રંગે રતાળાં,
કુસુમોના સમૂહ ધરતાં, પલ્લવોથી ભરેલાં;
જોવાતાં એ અનિમિષ દગે રમ્ય વૃક્ષો અશોક,
આપે છે સૌ નવયુવતીના ચિત્તને પૂર્ણ શોક.—૧૬

ચૂમાયેલી મદી ભ્રમરથી ચારુ કુસુમવાળી,
ને ડોલંતી મધુર પવને, નમ્ર મૃદુ ડૂંખોની–
આંબો કેરી રુચિર કળીઓ, દૃષ્ટિમાં આવતી કે,
એકાએકે હરખ ઉભરો કામિ દિલે કરે છે.—૧૭

કાન્તાકેરા મુખ તણી ધુતિ સેવતી ને ફૂટેલી–
ઊથી શોભા, કુરવક તરુ મંજરીની, નિહાળી;
ન્હાલી! કિયા રસિક જનનું, કામનાં બાણુ વર્ષે,
વીંધાઈને વ્યથિત થતું ના ચિત્તડું આ વસંતે.—૧૮

શ્લોક ૧૬

શિખર=ટોચ વિદ્રુમ=પ્રવાલ-પરવાળ ડૂંખ-કૂંપળ
પલ્લવ=પાંદડાં-કુપળ. અનિમિષ=પલકાર વિનાનું-સ્થિર
દગ=નજર અશોક=આશોપલવ. મૂળ=જડ-મૂળિયાં.

શ્લોક ૧૭

મદી=મત્ત-મસ્તાન ચારુ=સુંદર નમ્ર=નમેલી
રુચિર=મનહર-દિલહર-સુંદર.

શ્લોક ૧૮

ધુતિ=તેજ-કાન્તિ વર્ષે=પડેથી સેવતી=અનુકરણ કરતી
વ્યથિત=દુખીત કુરવક=એક જાતનું ફુલઝાડ મંજરી=કુંપળ.

સર્વસ્થાને બધી તરફથી દીપ્ત અગ્નિ સરિખાં,
ધ્રૂજાવેલાં સખત પવને, પુષ્પ ભારે નમેલાં,
કેસૂડીનાં વનથી થયલી વ્યાપ્ત આ પૃથ્વી, જાણે,
રાતાં વસ્ત્રો ભરી નવવધૂ પેઠ શોભે વસંતે—૧૯

યુવાનોનું મન, સુવદના નારીમાં સ્થિર છે તે,
શું ભેદ્યું ના શુક મુખ સમી કાન્તિના ખાખરોએ;
કે શું નક્કી કરણ કુસુમે દગ્ધ કીધું નથી, તે-
આ કોકિલા, મધુર સ્વરથી ગાઈ પાછી હણે છે.—૨૦

મ્હોં હર્ખેલા, મધુર વચનો બોલતા કોકિલોએ,
ને માતેલા મધુર રવથી ગુંજતા સર્વ ભૃંગે;
લજ્જાળુ ને વિનયી વધૂનાં દિલ એક ક્ષણમાં
તાલાવેલીમય કરી દીધાં છે કુલીન ગૃહોમાં.—૨૧

---

શ્લોક ૧૯

દીપ્ત=સળગેલા—ભડભડ બળતા કેસૂડીનાં=ખાખરોનાં
નવવધૂ=નવી પત્ની.

શ્લોક ૨૦

સુવદના=સુંદર મુખવાળી શુક=પોપટ દગ્ધ=બળેલું
કોકિલા=કોયલ.

શ્લોક ૨૧

કોકિલો=કોયલના પતિઓ—નર કોયલો રવ=અવાજ
તાલાવેલી=ઉત્કંઠા.

ધ્રૂજાવંતો કુસુમથી ભરી આમ્રની ડાળીઓને,
ફેલાવંતો દશ દિશ મહીં કોકિલોના સ્વરોને;
પુરૂષોનાં હૃદય હરતો વાયુ સુંદિર વાયે,
જોને વ્હાલી ! હિમ પતનનો નાશ થાતાં વસંતે.—૨૨

વિલાસિની વધૂ સ્મિત સમાં કુન્દનાં શ્વેત પુષ્પે–
તેજસ્વીતાં, મનહર અને સ્વચ્છ ઉદ્યાન, પ્રિયે !
રાગે છૂટયા મુનિ હૃદયને સેં'જમાંહે હણે છે,
પ્રીતિમેલાં દિલ યુવકનાં તેની પે'લાં હરે છે.—૨૩

પે'રેલી છે કનક રસના, હાર કુચે ઝૂકે છે,
કીધેલાં છે શિથિલ સઘળાં ગાત્ર કંદર્પ દર્પે.
એવી સ્ત્રીઓ પરભૃત તથા ભૃંગના મૃદુ નાદે,
આકર્ષે છે હૃદય નરનાં ચૈત્ર માસે પરાણે.—૨૪—

શ્લોક ૨૨

કુલીન=કુળવાન–ખાનદાન–આબરૂદાર હિમ=બરફ–ઠંડી પતન=પડવું
કોકિલ–કોયલનો નર.

શ્લોક ૨૩

વિલાસિની=વિલાસવતી કુન્દ=એક જાતનો મોગરો વધૂ=વહુ
શ્વેત=ધોળું સ્મિત=હાસ્ય ઉદ્યાન=આરામગાહ–બાગ–ઉપવન
રાગે છૂટયા=પ્રીતિમુક્ત મુનિ=ઋષિ–સંત.

શ્લોક ૨૪

કનક=સોનું પરભૃત=કોકિલ, કોયલનો ધણી રસના=કંદોરી
ચૈત્ર માસે=વસંત કંદર્પ=કામદેવ દર્પ=ગર્વ.

૪

છે વિવિધાં સુભગ ફુલનાં વૃક્ષ ભૂષિત પ્રાંતો,
હર્ષેલી કોયલ નિનદથી વ્યાપ્ત છે સાનુદેશો;
ને શિલાના તલ સમૂહ છે વ્યાપ્ત શૈલેય થોકે;
એવા ગિરિ નીરખી જન સૌ હર્ષ પામે વસંતે.—૨૫

કાન્તા કેરા વિષમ વિરહે ખિન્ન છે ચિત્તવૃત્તિ,
એવો પંથી કુસુમિત થયાં આમ્રનાં વૃક્ષ પેખી;
નેત્રો મીંચે, રૂદન કરી દે, શોક અત્યંત પામે,
ને પોકારે ગભીર સ્વરથી, નાક હસ્તે દબાવે.—૨૬

શુશોભિતો—મદી ભ્રમર ને કોકિલાના સ્વરોથી,
પુષ્પોવાળાં નવ કરણને આમ્રવૃક્ષો વડેથી;
માનુનીનાં મૃદુ મન, અતિ તીક્ષ્ણ બાણોની પેઠ—
દુખાવે છે, સજીવ કરતો આત્મભુને વસંત.—૨૭

---

શ્લોક ૨૫
વિવિધા=અનેક પ્રકારનાં પ્રાંતો=છેડાઓ સુભગ=સુંદર
નિનદ=સ્વર ભૂષિત=શણગારેલા શિલા=પથ્થર સાનુદેશો=કાચલાઓ—
પર્વત વચ્ચેના સરખી જમીનના ટુકડા તલ=તળીયું—તળેટી
શૈલેય=શેલન—પથ્થરની એક જાત માણેક બને છે તેવા પથ્થરની જાત
થોકે=જથ્થાએ ગિરિ=પહાડ—પર્વત.

શ્લોક ૨૬
કાન્તા=પ્રિયા—પત્નિ ગભીર=મોટા—ધાડો.

શ્લોક ૨૭
મદી=મસ્તાન નવકરણ=કરેણ માનુની=અહંકારી સ્ત્રી
આત્મભૂ=કામદેવ.

આંબા કેરી મૃદુલ કૂંપળો છે તીણાં બાણ જેનાં,
કેસૂડીનાં કુસુમ ધનુ છે, ગુણ છે ભૃંગ ટોળાં;
કોકિલો ચારણ, મલયનો વાયુ છે હસ્તી મત્ત,
ને જેને છે શશધર, વિના ડાઘનું શ્વેત છત્ર;
એવો તે આ સુરભિ સહચારી જનો જીતનાર--
આપી દ્યોને કુશળ સુખ સૌ હો! તમારાં, અનંગ.—૨૮

શ્લોક ૨૮

મૃદુલ=કોમળ ચારણ=ગુણ ગાનાર-વખાણ કરનાર-બંદીજન.
કેસૂડી=ખાખરો તથા તેનાં પુષ્પો મલય=એક પર્વત કુસુમ=પુષ્પ
હસ્તી=હાથી ધનુ=ધનુષ મત્ત=માતેલો-ઉન્મત્ત
ગુણ=દોરી-પણછ શશીધર=ચંદ્ર સુરભિ=વસંત છત્ર=મોટી છત્રી
સુરભિ=વસંત અનંગ=કામદેવ કોકીલો=કોયલના પુરૂષો.

* પાઠાન્તર

આંબાની મૃદુ મંજરી શર રૂડું, સુકેસૂડી છે ધનુ,
દોરી છે અલિ કુલ, છત્ર શશી છે પોણું વિના ડાઘનું;
માતેલો ગજ વાયરો મલયનો, છે ચારણો કોકિલો,
એવો લોકજિતો વસંત વિતનુ આપો તમારાં સુખો.

વર=શ્રેષ્ઠ-રૂડું ગજ=હાથી ધનુ=બાણ-શર વાયરો=પવન
સુકેસૂડી=ઉત્તમ ખાખરા તથા તેનાં પુષ્પ મલય=એક પર્વત
ધનુ=ધનુષ ચારણો=વખાણ કરનારા-ગુણગાયક દોરી=જ્યા-
પણછ-ગુણ કોકિલો=કોયલના પુરૂષો અલિ=ભ્રમર-ભૃંગ
કુલ=ટોળું લોકજિતો=લોકજિત-જનોને જીતનાર
છત્ર=મોટી છત્રી વિતનુ=કામદેવ શશી=ચંદ્ર.

# કનૈયાની કનડગત

( ચાલો જઈએ રે વેગણના વરધોડે. એ—મહીયારીનો—રાગ )

નહીં આવું રે તમે મને કનડો છો,
ફેંકી આંખલડી ને દહો છો.
નહીં આવું મને કનડો છો.—એ ટેક.
વાતો શરાપી રીતે વદો છો રે,
કૈં કૈં ઈસારતે સુચવો છો રે;
લોભાવી રે મારા વિશ્વાસુ બનો છો.–૧ નહીં આવું.
એલો કેલી સ્મરી ભજવો છો રે,
છાની વાતો ઉઘાડી કરો છો રે;
સહિયરથી રે સદા મને લજવો છો–૨ નહીં આવું.
પાસે આવું કે બાંહ્ય ગ્રહો છો રે,
પછી ચોળી ભણી તરપો છો રે;
ખેંચી સાડી રે વેણી ઉઘાડી કરો છો.–૩ નહીં આવું.
મારી વેણીનાં ફુલ સુંઘો છો રે,
ઠગી ગાલે, અધરમાં ડસો છો રે;
અકળાણી રે જાણી મને ન મૂકો છો.–૪ નહીં આવું.
મારી નીવિગ્રંથી પકડો છો રે,
ખેંચી રોમાંચિત કરો છો રે;
તલસાવી રે છેતરી છેલ્લે ખસો છો–૫ નહીં આવું.
આવી રીતે છેળી પાડી દો છો રે,
શોકય સંગે વસીને પીડો છો રે;
કનૈયા રે "જેન્ટન" શું તે ?! હસો છો.–૬ નહીં આવું.

શરદોત્સવમાં ફક્ત
દિવાળીના તહેવારો માટે

સિનોર
તા. ૧૫–૧૦–૩૩

---

# દિલડાંની વિજ્ઞપ્તિ

(રાગ–ગઝલ તાલ ૩)

દિલડાં હરી હરીને બેદિલ બનાવશો ના,
નયનો નચાવી નેહે નરવર નચાવશો ના.–એ ટેક.

દિલડાં અમારાં કુમળાં,
જેવાં ગુલાબ ફૂલડાં;
હૈયે તમારા ઝૂલતાં,
કો દી ઉથાપશો ના.–૧ દિલડાં

દૃષ્ટિ તમારી પડતાં,
હૈયાં અમારાં હસતાં;
દૃષ્ટિ ખસેથી રડતાં,
દૃષ્ટિ ડગાવશો ના.–૨ દિલડાં

ઉરનાં ઊંડાં ઉમળકાં,
ઉરમાં ઉછાળી અટકાં;
અંતે બનીને ઊલટાં,
ઉરને ઉકાળશો ના.–૩ દિલડાં

દિલડાં અમારાં મૃગલાં,
વાણી તમારી સુણતાં;
હર્ખી સદાય ઝૂકતાં,
પીડી પ્રજાળશો ના.–૪ દિલડાં

દિલડાં પરેથી દિલડાં,
ફેંકી કરો જો અળગાં;
માઠાં મરણથી બનતાં,
'જેષ્ઠન' ફગાવશો ના;
દિલડાં દઝાડશો ના.–૫ દિલડાં

બુધવાર
૨૨–૮–૩૪ } સિનાર

# અગમ્ય એકાન્ત !

( રાગ-હરીગીત )

એકાન્ત ! ઓ એકાન્ત ! તારામાં રહી અદભૂતતા,
તું માં રહી શાન્તિ અજબ ! તારા રસો સૌ ચુસતા.
સુભટ અને ભડવીર યોદ્ધાને કરીને એકઠા,
રાજા ચલાવે રાજ્ય એકાન્તે કરીને મંત્રણા.
સૌ યોગીજન થાવા તદાકારે, કરીને એકતા,
આત્મા તણા ઉંડાણમાં એકાન્તમાં જપ જાપતા.
પ્રેમપથની આકરી ગુંચે થવા સમતોલતા,
એકાન્તના ખોળે રમી પ્રેમીજનો કલોલતા.
મૂઢ જાહેરમાં રહે મૂઢા તણા ના એ ચૌલા,
છે વિદ્વતા એકાન્તમાં એકાન્ત વીહોણા વીલા.
વસન્તે ને વસન્તે જયમ બોલતી વન કોકીલા,
તેવી હૃદય વિસ્તારમાં એકાન્તની ગુંજે લીલા.
એકાન્ત તારામાં બધું એકાન્ત ના ત્યાં કંઇ નથી,
એકાન્ત તું કોઠાર અક્ષય ! છે અમે જોયું મથી.
એકાન્તમાં ઘોરે બધા એકાન્ત ખાધું તે પચે,
એકાન્ત 'જેન્ટન' સરસ્વતી મદદે કવિતાઓ રચે.

એકાન્તની કઠોરતા

એકાન્ત અપકીર્તિ થતી એકાન્ત એ ઉજાગરા,
એકાન્ત તું સાથે રહી જલ્લાદની જલ્લાદતા.

તા. ૨૨-૫-૩૦ સિનોર

# કબુતરની જોડલી

અહિંસાના સ્તંભો કબુતર તમે છો જગતના,
અને લોકો તેથી તમ તરફ પ્રેમે નિરખતા;
પ્રભાતે ઊડીને નિજ ગૃહ મહીંથી નભ રમો,
રમી થાકો ત્યારે મુજ ગૃહ પડાળે વિરમજો.—૧

કણો વેર્યા ચોકે ચકચક ચણો ઊડી તહીંથી,
ઘૂ ઘૂ શબ્દે ગાજી ખબ ખબ ખુંદો એ કણ કુદી;
ભલાં પારેવાં ના જરીક ખખડાટે ઉડી જશો,
કદિ થાકે ઊરો તદપિ ફરી આવી કણ ચુગો—૨

જનો કોઈ જોતા તમ તરફ દ્વેષે જરીય ના,
અહીંના લોકોનાં પવિતર અને હૃદ કુમળાં;
બિલાડાં ને શ્વાનો પણ નવ કદિ દ્વેષ કરતાં,
ભલે બાલુડાં છો તમ સહ રમે ખેલ કરતાં.—૩

અહો! કેવાં મીઠાં કબુતર મધુરાં ગીત લવે,
સજોડે કેવાં એ કુદી કુદી રમે ને કણ ચણે;
ધરાયાં એ હાવે જરૂર ઉડી જાશે ગૃહ ભણી,
અને એવામાં ત્યાં લઢી નિજ પિયુથી કબુતરી.—૪

પારેવી એક રિસાઇ પારેવાથી ખસી દૂરે,
ખિજાઈ ક્રોધથી ભારે કંપીને કણ ના ચુગે.—૫

ભૂખી ન્હોતી ન'તું ખાવું કિન્તુ રોષ બતાવતી,
જાણે કે હું નથી ખાતી રિસાઈ છું તેથી કરી. —૬

જમાનાને ગળી બેઠો હતો એ ય કબુતરો,
કિન્તુ પ્રિયા મનાવાને વલોપાતી બની વધો—૭

" અલી પારેવી કાં મુજ સહ લઢીને દૂર ખસે,
" અને ખિજાઈ તું મુજ હૃદયને કાં જખમ દે;
" પ્રિયા ! તારો છું ને ગરદન ફુલાવી તું જ કને,
" ઉંચી નીચી ઠેકે ભરી ડગ નચાવું શરીરને.—૮
" પારેવાં ચણતાં હતાં કણ અહીં ટોળે મળી ચોકમાં;
" ને તું યે ચણતી હતી નજીકમાં હું યે હતો સાથમાં;
" પાંખેપાંખ અડી જરી કબુતરી પેલી ચણે સાથ તે,
" તેમાં શું ગયું તાહરૂં ? અલી કહે કે લાભ શું મુજને ?—૯
રહેલ ચક્ષુ પડળોથી ઢાંકી,
પિયુ મનાવે તદપિ ન જોતી;
રિસાઈ તોયે દિલથી ખસેના,
પિયુ તણો પ્રેમ દિલે ભરેલો.—૧૦
પ્યારૂં અતિ તે દિલથી ખસેના,
અકારૂં તે યે દિલથી ખસેના;
અકારૂં, પ્યારૂં દિલમાં વસે હા,
મથો ન ખાલી દિલથી જશે ના.—૧૧
પારેવાયે બહુ રીતે સમજાવી પારેવડી,
તથાપિ ના મનાતી ને આંસુડાં બહુ સારતી.—૧૨
અતિભારે થયો ક્રોધ પારેવડો કંપી ઉઠયો,
મારવા જ્યાં જતો ચાંચ ત્યારે કો વચમાં પડયું.—૧૩
" તિરસ્કારે વશ નવ થતાં પ્રાણીઓ આ જગે કો,
" ને સત્તાના જુલમ હથિયારે ન તાબે થતું કો;
" રે ! સત્તાથી વશ થતુ કદિ માત્ર જાણો શરીર,
" કિન્તુ ઝાંખી સહૃદય તણી થાય ના ત્યાં લગીર.—૧૪
" સામ દામ અને દંડ કે ભેદથી જે ના બને,
" તેહ પ્રેમે બની જાતું હૃદય પ્રેમાધિન છે.—૧૫

"પારેવા તું મનાવી જો પ્રેમ ઉપચારે પ્રિયા,
"ઔષધિ એ રૂસણાંની પાતાં પ્રેમ પતે પિઠા—૧૬
'સંકોચે હું હતો પ્યારી તેથી આમ બની ગયું,'
ખુલાસો એટલો આપી પારેવે વ્હાલથી કહ્યું.—૧૭
"પારેવી પ્યારી! મુખ હું ન જોતાં,
"નિચું નિહાળી રહી કેમ કે'ને;
"તને ન મારૂં મુખ આ ગમે શું?
"તને ન મારૂં હૃદ આ ગમે શું?—૧૮
"તને ગમે તે કરવા તયારી,
"તને ગતે તો મરવા તયારી;
"તને ગમે શું કહી દે તું પ્યારી!
"તને ગમે તેની ન મોંઘવારી.—૧૯
"હસેલ તારૂં મુખડું ન જોતાં,
"જીવી શકું ના તુંજ પ્રેમ ખોતાં;
"તને અકારો અથવા છું પ્યારો,
"જણાવ તારા હૃદમાં વસે શું?—૨૦
"હસી કહી દે 'હૃદમાં રહ્યો તું;'
"અને અકારો 'હૃદમાં નથી તું:'
"સુણીશ એવું મુખડેથી તારા,
"સંતોષ પામે તહીં પ્રાણ મારા.—૨૧
હસી પારેવાને મધુર ઠપકો દે કબુતરી,
જીડું બાનું કાઢી કદિ અડીશ ના કો કબુતરી;
હસ્યું કો તે સુણી, ખડ ખડ હસ્યાં સૌ કબુતરાં,
હસ્યું કો તે સોરે નભ ઉડી ગયાં સૌ કબુતરાં.—૨૨
ઝેર ને અમૃત બન્ને પ્રેમનાં પરીણામ છે;
વિશ્વમાં એ હોત ના તો પ્રેમ મૂલ્ય જણાત કે?—૨૩

તા. ૫–૧૦–૩૧

# લૂખા આવકાર

( મંદાક્રાન્તા છંદ )

' આવો આવો ' મુખથી વદીને દ્યો ભલે આવકાર,
' આવો આવો ' નયન નચવી દ્યો ભલે આવકાર;
કિન્તુ ' આવો ' હૃદય મહીં ના એ નથી આવકાર,
ને ' આવો 'ના નયન મહીં છે ત્યાં લુખા આવકાર.—૧
આવી બેઠા પણ નવ પુછી વાત કો ભાવનાથી,
ને કીધેલી પણ નવ સુણી વાત કો ભાવનાથી;
ને બેઠા ના સ્થિર સનમુખે આવ, જા, કારભાર,
લૂખા લૂખા દિલથી સમજો ત્યાં દીધા આવકાર.—૨
ક્યારે કે'છે ? ઉદધિ નદીને તું ભલે આવ આંહી,
કિન્તુ કેવો ! ઉદર લઇ લે આવતા વારમાંહી;
એવો નાભિ મહીંથી ન સ્ફુરે પ્રેમનો ઓડકાર,
ને તે આવી નયન ન ઝરે ત્યાં લુખા આવકાર.—૩
ક્યારે કે'છે ? શશી કુમુદિને આવતાં ખિલજે હું,
કિન્તુ કેવી ! શશી નિરખતાં ખિલતી પાંદડી શું;
એવી ખીલી હૃદય તણી ના પાંખડી જ્યાં લગાર,
ત્યાં દીધેલા ઉપર ટપકે જાણજો આવકાર.—૪
મેહુલાને ધરતી કહિં કે'છે ભલે આવ આવ,
કિન્તુ કેવી ! શરીર ફુલવે ઝીલીને મેઘ ધાર;
રે ! તેવું ના શરીર, મુખડું વિકસ્યું આણી વ્હાલ,
જાણી લેવા કુશલ સઘળા ત્યાં દીધા આવકાર.—૫
પ્રિયા પાસે, મિજલસ મહીં, અન્ય સ્થાને જનાર,
જે હો ! તે હો ! અગર દિલનો મિત્ર કે વાંચનાર;
મારા દિલે જગત કડવું તેથી જો ભૂલ થાય,
તો સુધારો મુજ ભૂલ : ગણી સ્નિગ્ધ એ આવકાર.—૬

તા. ૧૫-૧૧-૩૧

# ગીત ગા તું સખે!

(તોટક છંદ)

ગીત ગા તું સખે! ગીત ગા તું પ્રિયે!
સ્વર તુંજ સુણાવ! મને પ્રિય છે;
નહિ આંગળી હું ધરૂં કર્ણું વિષે,
સ્વર તુંજ સરે! મુજ કર્ણું પીએ.—૧
જરી બેસી જજે ઉંચ આસનમેં,
જમણો પગ વામ મુકી જઘને;
તુંજ અંક મહીં તું વિણા ધરજે,
તુંજ........સમું રૂપ ત્યાં બનશે.—૨
નિરખાવ મને રૂપ એ નયને;
નિરખી તું ય લે રૂપ એ [1]અરીસે;
પછી અંગુલી કોમળ તંતુ પરે,
સ્વરમાં સ્વર મેળવી ફેરવજે.—૩
સ્વર પંચમથી અઘરૂં પડશે;
શરૂ તેથી તું મધ્યમથી કરજે;
મહીં તિવ્ર સ્વરો જરી મેળવજે,
મધુરૂં તુંજ ગાન તહીં બનશે.—૪
લટકે ચટકે
પટકી મટકે,
સ્વર છેડ સખે!
કર મુગ્ધ સખે!
મધુ મોરલી સાથ બજાવ સખે!
તન મારૂં ઝુકાવ ઝુકાવ સખે!—૫

---

૧ અરીસે-આરસે-તકને-દર્પણમેં.

પછી સ્વર્ગ મને જરી ના સ્મરશે,
તું'જ ગાન મહીં શિર આ ઝુકશે;
અહીં મૃત્યુ જને બની સ્વર્ગ જશે,
પછી લાભ કયો રહી બાકી જશે ?—૬
સંભળાવ પ્રિયે !
બહલાવ દિલે !
તુજ ગાન ગુણીજન તે સુણશે;
સુણી ગાન ગુણીજન દિલ ધરે,
ન ધરે દિલ તે ખગ જાણી જજે.—૭
સ્વરમાં લીન શંકર શાસ્ત્ર કહે,
હનુમાન થયા લીન એજ સ્વરે;
સ્વરમાં લીન વિશ્વ બન્યું જ ખરે !
અણુ માત્ર સમો પછી કોણ હું કે' ? !—૮
જન વાણી [1]પરા તણી શોધ કરે,
સ્વર શોધ ન તે ન પરા પરખે;
સ્વર નાભિથી ટેવ પડે નીકળે,
તહીં વાણી પરા પરખાય સખે !—૯
તદરૂપ પરા સ્વર પેખું થતા !
તદરૂપ બનું લલકાર સખે !
ગીત ગા તું સખે !
ગીત ગા તું પ્રિયે !
સ્વર તુજ સુણાવ મને પ્રિય છે !–૧૦

તા. ૭–૧૦–૩૨

---

૧ પરા—એ નામની વાણી છે. જે સાધવી કઠીન છે. કે જે સાધેથી મોક્ષનો માર્ગ મોકળો છે.

# પ્રેમીઓને પૂજીએ

(મનહર છંદ)

જીગરને જીતનારાં,
હૃદયમાં રાખનારાં,
આનંદીત દેખનારાં,
પ્રેમીઓને પૂજીએ.

હેતથી બોલાવનારાં,
માનથી સત્કારનારાં,
દુઃખો દેખી દાઝનારાં,
પ્રેમીઓને પૂજીએ.

સંસારમાં સહાનારાં,
સુકને બઝાડનારાં,
સત્ય સમજાવનારાં,
પ્રેમીઓને પૂજીએ.

ગુણને ગજાવનારાં,
દુર્ગુણ દબાવનારાં,
શીખ શુદ્ધ આપનારાં,
પ્રેમીઓને પૂજીએ.

ભયથી રક્ષાવનારાં,
શોકને સમાવનારાં,
ડૂબતાં બચાવનારાં,
પ્રેમીઓને પૂજીએ.

કટુ વાણી તાજનારાં,
શુભવાણી ભાખનારાં,
ગોવિન્દ ગવાડનારાં,
પ્રેમીઓને પૂજીએ.

પ્રેમ પરખાવનારાં,
વિરાગ બતાવનારાં,
મોક્ષને પમાડનારાં,
પ્રેમીઓને પૂજીએ.

વિરોધ વધાવનારાં,
શાન્તિને નસાડનારાં,
વિગ્રહે આનંદનારાં,
'જેષ્ઠન' કે' તજીએ.

## જીવન માર્ગ

(હરીગીત છંદ.)

પૃથ્વી પરેથી પાપ ઓછાં ના ભલે ! હલકો કરો,
પણ પાપમય જીવન ગુજારી ભાર ના અદકો કરો;
સુખ ના ભલે ! કૈં દઈ શકો પણ કોઈને દુઃખ ના કરો,
જીવન પ્રભુમય, સ્પષ્ટ, સાદું, સરળ, શ્રદ્ધામય કરો.— ૧

દો કે ન દો તોયે ભલે ! દેનારને ના રોકશો,
બનતું કરી આલમ મહીં દેવાડવા ના ચુકશો;
તે યે બને ના તોય 'એને કોઈ આપે' ઇચ્છશો,
જાતે પ્રભુમય, સ્પષ્ટ, સાદા, સરળ, શ્રદ્ધામય થશો.— ૨

આવ્યા જગે, જાવું કહિં ? ક્યારે ? દિલે એ રાખીને,
વ્યાપાર સઘળા જીંદગાનીના તમે ફેલાવજો;
તેમાં નડો ના કોઇને : ના દર્દ કો દિલે કરો,
જીવન પ્રભુમય, સ્પષ્ટ, સાફ, સરળ, શ્રદ્ધામય કરો.— ૩
નિંદક તમારો છે રૂણી : નિંદક સુણો : શાન્તિ ધરો,
છે ભૂલ કાં અણભૂલી તે, તે શોધમાં નિત્યે ફરો;
સ્તુતિ તણી છાયા નીચે નિંદા છુપી : નિંદા હરો,
જીવન પ્રભુમય સ્પષ્ટ, સાફ, સરળ, શ્રદ્ધાણુય કરો.— ૪
ચાહો ભલું : થાશે ભલું : ના કોઇનું બુરૂ ચહો,
બોજો તમારી જીંદગીનો ના શિરે કોના ધરો;
રે ! સ્વાર્થ સઘળા પરહરો; યથાર્થ કાર્યો આદરો,
જીવન પ્રભુમય, સ્પષ્ટ, સાફ, સરળ શ્રદ્ધામય કરો.— ૫
રે ! મન, વચન ને કર્મથી ના કોઇને દુભાવશો,
ક્ષુલ્લક જીવનના કારણે ના કોઇને રીબાવશો;
આશિષ લ્યો : આશિષથી આનંદ પામે ભૂધરો,
જીવન પ્રભુમય, સ્પષ્ટ, સાફ, સરળ, શ્રદ્ધામય કરો.— ૬
સાહસ કરો આફત નડે છો : આફને દુઃખો મળે,
દુખો સહો : દુખો સહે આ જીંદગાની જળહળે;
એવા જીવનને જીવવા આ જીગરને દો આસરો,
જીવન પ્રભુમય, સ્પષ્ટ, સાફ, સરળ, શ્રદ્ધામય કરો.— ૭
રે ! કામ, લક્ષ્મી, કીર્તિ એ તૃષ્ણા ત્રણે દેજો તજી,
વિશ્વાસઘાતાદિ અનર્થો ઉપજે છે તે મહીં;
શોધો ન સુખ, સુખશાન્તિમાં : એ વાતને દિલે ધરો,
જીવન પ્રભુમય, સ્પષ્ટ, સાફ, સરળ, શ્રદ્ધામય કરો.— ૮

તા. ૧૦–૫–૩૨
સીનાર

---

# લક્ષ્મી ! તમે પાછાં ફરો

ગઝલ ( હરીગીત લય )

વિયોગ આખી જીંદગાની મેં સહ્યો : ના આવીયાં,
પાછાં ફરો લક્ષ્મી તમે, હાવાં તમારૂં કામ ના.
વ્હાલાં હતાં, પ્યારાં હતાં, સન્માન સ્થાન દિલે હતાં,
ઉમેદ ને લોભે હતાં, તે ના હવે : પાછાં ફરો.

જુવાનીમાં હથિયાર સૌ તાજાં હતાં સાજાં હતાં,
જુનાં થયાં, બુઠાં થયાં, હથિયાર તે : પાછાં ફરો.
ઉન્નત ગતિ, ઉન્નત મતિ, ઉન્નત હતી આ જીંદગી,
ચાખી, ચખાડી ત્યાં મઝા ના, વ્યર્થ સૌ : પાછાં ફરો.

આ હૃદય દેવાલય મહીં મુર્તિ તમારી સ્થાપિ'તી,
તે અશ્રુથી ખંડિત થઇ, વંચિત થઇ : પાછાં ફરો.
આ જીંદગાની ધ્રુસકે રોઇ વિતાવી મેં બધી,
મરતાં મળો શા કામનાં ? શરમાઇને પાછાં ફરો.

રિઝો તમે, ખિજો તમે કે આંસુડાં સારો તમે,
પથ્થર સમું હૈયું બન્યું, પરવા નથી : પાછાં ફરો.
ઇચ્છા તમારી હોય તો આફત હજારો લાવજો,
આ હૈયું હિમાલય સમું તે ઝીલશે : પાછાં ફરો.

'શ્રીમંત તે !' જ્યાં જઇ વસો, 'બેકાર તો' જ્યાથી ખસો,
લાલિત્ય, લીલા એ તમારી ના ગમે : પાછાં ફરો.
એ ના ગમે; શ્રીમંત કૈં, બેકાર કૈં નિત્યે કરો,
હું એકધારી સ્થિતિમાં મશગુલ છું : પાછાં ફરો.

---

હથિયાર=ઇન્દ્રિયો.

આ હૃદયના ઊંડાણુમાં મુર્તિ વસાવી નાથની,
એ નાથ મારો સાથ દેશે, ના ગરજ : પાછાં ફરે.
. મારે ગરજ એ નાથની, હાવાં તમારી ના જશ,
એ નાથની હોયે ગરજ તો આવજો : કે નાસજો.

તા. ૧૭-૬-૩૨ સીનાર

---

# આંસુથી ભરેલી દુનીયા

ઉપજાતિ વૃત

" પ્રભાત કાલે રડવું સદાએ,
" હશે શું મારા નસીબે લખેલું ?
" એ મુખ જોવું ઉતરેલ ચ્હેરે;
" હશે શું મારા નસીબે લખેલું ?
એ શબ્દ મારા મુખમાં હતા ત્યાં,
પુંઠેથી કીધું પ્રિય કો જને આ:-
" આ દુનિયા આંસુથી છે ભરેલી,
" ત્યાં હાસ્યની આશ ન રાખજે તું;
" દઝાયલા સ્નેહથી તે રડે છે,
" બંધાયલા સ્નેહથી યે રડે છે;
" ખિજાયલા ક્રોધ જતાં રડે છે,
" હિમાળુ શા શાંત! છતાં રડે તે.
" પ્રિયા વિયોગે વિરહી રડે છે,
" નિત્યે પિયુને રમણી ભજે છે;
" રતિ મહીં મોજ જનો ગણે છે,
" છતાં રતિમાં મયુરો રડે છે.
" શ્રીમાન તે લક્ષ્મી જતાં રડે છે,

" ધીમાન ગાંડા બનતાં રડે છે;
" તો મુર્ખ, બેકાર રડે શું કાજે,
" જરા મને તે સમજાવશો કે?
" કુમુદિની ચાંદ જતાં રડે છે,
" શિયાળવાં સાંજ થતાં રડે છે;
" ઉગ્યો રવી કે ઘુવડો રડે છે,
" જંપે જનો કે કુતરાં રડે છે.
" પિતા રડે પુત્ર કપુત જોતાં,
" વંઝા રડે કૂખ નહિ ફુટાતાં;
" સાસુ વઢે ને વહુ રોજ રોતાં,
" ચે' આંસુ નિત્યે મણુબંદી ભૂરાં.
" રડાવનારાં રડતાંઃ રડાવી,
" હસાવનારાં રડતાંઃ હસાવી;
" રડે જહાં આ મુકી હોથ ભાવિ!
" ગણાવતાં એ નથી પાર કાંઇ.
" શોષાય શોકે સહુ ઇન્દ્રિયો આ,
" તું શોક તારો દૂર કાં કરે ના?
" રે! શોકથી દેહ પડી જશે આ,
" તો આત્મ તારો વસશે કહે કાં?

તા. ૨૧–૬–૨૨ સીનોર.

---

# જન્મતા બાળકને આશિષ

( મનહર છંદ )

લેખ હું આશીર્વાદમાં લખું છું પ્રેમે જેવો,
તેવો લખજે વિધાત્રી લલાટે રે'મ કરી;
આયુષ્યમાં વર્ણવું કે ચીરંજીવી થાજે બીજો,
માઘ, કાલીદાસ જેવો બુદ્ધિમાં થાજે કવિ;
વળી ક. દ. ડા. ની તોલે સાક્ષર ગો. મા. ત્રિ. સમ,
સુર્યના કિરણ સમ કીર્તિ પ્રસરાવજે;
રક્ષા રઘુનાથ કરો કૃષ્ણ હે! કમળાપતિ,
સરસ્વતી 'જેષ્ટન' હૃદયમાં બિરાજજો.—૧

# કુચ–દેવેચાનિ

ભાગ ૧લો

ઐશ્વર્ય એ પ્રતિમા છે જર, જોરૂ, જમીનની,
તેહ કાજે કરે યુદ્ધો સર્વ લોક ધૂની બની.—૧

રે! ઐશ્વર્યની કાજ યુદ્ધ અસુરો ને દેવનું કારમું,
થાતું'તું પુરવે પરસ્પર બહુ તે શાસ્ત્રમાં છે લખ્યું;
સ્પર્ધા પક્ષ દ્વએ હતી વિજયની જ્યારે બહુ યુદ્ધમાં,
તેથી શું કરવું ઘટે ત્વરિત તે બન્ને હતા શોધમાં.—૨

'નાન્હા કે વડ કાર્યમાં શુભ થવા આચાર્યને નિમવા',
એ સુત્રે જીતવા પુરોહિત કર્યા બે પક્ષમાં આગવા;
અંગિરા તન તે 'બૃહસ્પતિ' નિમ્યા યજ્ઞાર્થ દેવેહતા,
ને નિમ્યા કવિ પુત્ર શુક્ર અસુરે, તે બેઉ સ્પર્ધિ હતા.—૩

વિદ્યા શુક્ર કને હતી બલવતી સંજીવિની શી અહા!
યુદ્ધે જે હણતા સુરો અસુરને તે શુક્ર જીવાડતા;
તેથી તે અસુરો ફરી ઉઠી શૂરે દેવોની સામા થતા,
મૃત્યુનો ભય ના જરી અસુરને ને દેવને મારતા.—૪

યુદ્ધે જે અસુરો હણે સુર બધા તે ના ફરી જીવતા,
વિદ્યા એ હતી ના બૃહસ્પતિ કને તેથી સુરો ખેદતા;
શુક્રાચાર્ય તણા ભયે સુર બધા ઉદ્વેગ પામેલ તે,
ગુરૂના તન 'શંયુ'[1] પાસ જઈને દેવો કહે આમકેઃ—૫

અમે પ્રીતિવાળા તમ તરફ તેથી કચ તમો,
ધરી સામી પ્રીતિ જરૂર અમને સાંય કરજો;
રહી વિદ્યા શુક્રે અતિ બલવતી સંજીવિની તે;
શીખી આવો હોંશે, અમ સુખ મહીં ભાગ મળશે.—૬

રહે શુક્ર સ્થાયી નગર વૃષપર્વા નૃપ તણા,
અને ત્યાંથી રક્ષે અસુર, સુર રક્ષે નવ જરા;
તમે એ ઋષિનું તન મનથી અરાધન કરો,
કરો એવું એવા તરૂણ વય વાળા તવ જ છો.—૭

તહીં દેવ્યાનિ છે અતિ રૂપવતી શુક્ર કુવરી,
શકો લાભી વિદ્યા, જરૂર થકી તે જો ખુશ થઈ;
શીલે ચાતુર્યે ને મધુર વદી આચારથી અને-
વળી ઇન્દ્રિયોના દમન થકી તે તો ખુશ થશે.—૮

ગરજ! ગરજ! તું છે માન મોડાવનારી;
ગરજ! ગરજ! તું છે સત્ય છોડાવનારી;

---

[1] શંયુ-કચ વેદમાં શંયુ એવું નામ કચનું કહ્યું છે.

ગરજ ! ગરજ ! ભારી પ્હાડ ઠેકાવનારી,
ગરજ ! ગરજ ! તારી છે ગતિ કેવી ન્યારી.—૯

જન્મેલ તે જરૂરથી મરી છે જવાનું,
મૃત્યુ થયેલ પણ તે ફરી જન્મવાનું;
મૃત્યુ અને જનમ કુદરતી લીલા છે,
તેને મિટાવી શકવા નથી કો સમર્થ.—૧૦

ઐશ્વર્ય એ નથી ગણ્યું કંઇ એકલાનું,
ને તે પરે થતી ન માલકી એકની કો;
ઐશ્વર્યને દીધું વહેંચી ઇશે વિભાગે,
ને તે મળે સઘળું તોય ન મૃત્યું છાંડે.—૧૧

દેવોએ વિનવ્યો શંચુ સ્વાર્થ માટે નમી નમી,
દેવોનું હિત ઇચ્છી તે બોલ્યો આમ મુખે વદી.—૧૨
દેવો પ્રતિ કહ્યું 'હું તેમ કરીશ' જાણો,
દેવે પૂજા કચની ત્યાં કરી ને વખાણ્યો;
શંચુ પછી નીકળી શુક્ર ગૃહે ગયો ને,
ત્યાં શુક્રને નમનથી કહ્યું શિષ્ય ભાવે.—૧૩

બૃહસ્પતિ મુજ પિતા તન તેમનો હું,
સૌ પુત્રમાં વડીલ છું 'કચ' નામ મારૂં;
લો આપ શિષ્ય તરીકે મુજને સ્વીકારી,
હું રે'શ વર્ષ દશનો લગી બ્રહ્મચારી—૧૪

શુક્રે કહ્યું કચ ભલે રહી જા સુખેથી,
સ્વીકારૂં છું વચન તાહરૂં હું ભલેથી;
હું, માન પાત્ર તુજને ગણી માન આપું,
ને માન તે દીધું બૃહસ્પતિને ગણાશે.—૧૫

ગુરૂને તું નથી કે'તો હે કચ ! તારો સ્વાર્થ તે,
છુપાવ્યું તે ગુરૂ જાણે માટે તે ન શીખાડશે.—૧૬
કદિ પાતાળમાં પેસી છુપાવો છાની વાતને,
છુપાવ્યું તે છુપાશે ના આખરે ખુલી તે જશે.—૧૭

શંચુ રહ્યો શુક્ર ગૃહે સુખેથી,
આદેશ્યું શુક્રે વ્રત તે ગ્રહીને;
અસુર આ વાત ન જાણતા 'તા,
'આ શંચુ' ના એમ પિછાનતા 'તા.— ૧૮

ધરાવતો ગૌ વનમાં ચરાવી,
પહેલ શબ્દો હૃદયના ઉઠાવી;
સુવાનીને એ અનુરૂપ ગાઈ,
આરાધતો 'તો ગુરૂ, દેવયાનિ.— ૧૯

એકાન્તમાં એ કચ દેવયાનિ,
ગાઇ ગીતો વાદ્ય બજાવતાં 'તાં;
વળી કરી નૃત્ય ઘણા પ્રકારે,
પરસ્પરે પ્રેમથી લાડતાં 'તાં.— ૨૦

જે બ્રહ્મચારી, ધીર ને શુરવીર દાનો,
બુદ્ધિમતો વળી નિશંક જ બોલનારો;
માયાળુ ને રહિત માન થકી થયેલો,
સ્ત્રી પાસ તે જરૂર રાખી શકાય જાણો.—૨૧

સુવાનીમાં હતાં બંન્ને અજાણ્યું શુક્રથી ન 'તું,
તથાપિ ના કરે છેડ દિલે વાત્સલ્ય એ હતું.—૨૨
ભાનુ છે નભ મધ્ય ક્રુર બનીને પીખી રહ્યો ગ્રીષ્મનો,
ને વાયુ જરીએ વહી શીતળતા વિશ્વે ન'તો આપતો;

પંખીડાં ઉડતાં ન'તાં અહીં તહીં વૃક્ષે લપી હાંફતાં,
ને ધામે ગરીડાં વળે જન તને હસ્તે લૂછયે મેલનાં—૨૩

વેલી ગાઢ ચઢાવી મંડપ પરે આલ્હાદ લેવા હતી,
તે કાળે કચ દેવયાનિ ઝુલતાં ઝૂલે હતાં તે મહીં;
'છે મારા પર વ્હાલ કેવું કચનું' તે જાણવા શંયુને,
અંગુઠે પગના ખણી ભૂં શરમે કે' દેવયાની ધીમે.—૨૪

જગત મહીં તમારી શંયુ ! છે કોણ પ્યારી ?
રૂપવતી વળી કેવી ? નારી તે છે સુભાગી;
દિન પ્રતિ દિન રે' છે તે કયા સ્થાન માંહી ?
અધિર બની છું હું તે જાણવા; દો જણાવી—૨૫

દીઠી'તી નખ શીખના અવયવે મીઠાં કટાક્ષે અને—
સ્નાનોમાં હસતાં વળી રૂદનમાં રે ! દેવયાનિ કહે;
મોહ્યો 'તો દિલમાં પરંતુ કચને દીક્ષા દિલે સાંભળે,
દેવો ઊત્તર કે નહિ ? ! કચ દિલે ગાઢા વિચારો કરે.—૨૬

સ્મરણ, કિર્તન, કેલી, કૃદ્દષ્ટિ ગુહ્ય ભાષણો,
પ્રત્યક્ષ સહવાસ ને સંકલ્પ, પ્રયત્ન-કરો.—૨૭

અષ્ટ મૈથુન વિદ્વાનો વર્ણવે છે સ્ત્રી સાથનાં,
બ્રહ્મચારી જને આઠે લાધવા મોક્ષ ત્યાગવાં.—૨૮

"દેતાં તને જરીક ઉત્તર કાવ્ય માંહી,
"આ વાર શી ? ! કચ પ્રતિ વદી દેવયાનિ;
"હું તો બહુ કવિત સ્હેજ લખું બનાવી,
"શંયુ કહેઃ જરી બતાવ લઉં હું વાંચી.—૨૯

"કે' દેવયાનિ બતલાવત તે હું કિન્તુ,
"કાવ્યો લખ્યા વધી જતાં ચુલમાં ઝુંકું છું;

ઉડાઉ ઉત્તર સુણી કચ દિલ ઝંખ્યું,
ને વિજળી સમું દિલે કંઇ કૈં થયું 'તું,—૩૦

સામા દિલે વસ્યું શું છે ? પ્રથમ તેને તોલીયે,
સામું જોયા વિના દિલ આપ દિલના ખોલીયે.—૩૧

'શુદ્ધ પ્રેમે કહું ત્યાં શું?!' વિચારે કચ દિલમાં,
વિચારીને વદ્યો શંચુ દેવયાનિ ! જવાબ આ.—૩૨

" બહુ ઊંચી નહિ બહુ નીચી નહિ,
" બહુ શ્યામ નહિ બહુ ગૌર નહિ;
" બહુ જાડી નહિ બહુ શુષ્ક નહિ,
" કચ તે સ્ત્રી ગણે જગ રૂપવતી —૩૩

" એવી છે કદ, વર્ણમાં રમણી કો બાવીશ વર્ષે હશે,
" મોઢાની તસવીર ચંદ્ર વદના જાણે હસે ! ચંદ્રને;
" બાલો રેશમ છે સમા ચળકતા વેણી ગુલાબે મઢી,
" કિન્તુ ઝાંખ વળે ગુલાબ ફુલને ગાલોની લાલી થકી.—૩૪

" ને છે દિવ્ય લલાટ સ્ફટિક સમું તેજે બધું છાવતું,
" નાસિકુ અણી ભાગમાં વિકસ્યું તે છે ભાલ ઓપાવતું;
" ઓપે છે ભ્રકુટી કમાન વળતી જાણે લતા ચાપની,
" ત્યાં ચક્ષુ દ્વય શોભતાં કમલશાં જાણે મૃગી ભાળતી.—૩૫

" ઓષ્ટે ન અધરે ઝગે સુરખી છે તાંબુલીયા રંગની,
" ઝૂકી છે જરી આગળે હડપચી નારંગીની પીઠશી;
" સ્કંધો છે ઉપસેલ, ઉન્નત અને દેખાય બીલ્વસ્તની,
" શોભા છે કમલો તણા જળ ભર્યાં દંડો સમી હસ્તની.—૩૬

" કાસારે[1] જ્યમ પોયણી મૃદુ ઝુલે તેવું મૃદુ પેટ છે,
" ત્યાં દિસી જળ ઘુમરી[2] સમી રહી નાભિ ઉંડી ઉદરે,
" શોભીતી કદલી સમી જઘન છે ને કેસરી શી કટી,
" હાથેલી વળી પાદની તળી રહી જાણે ગુલાલે ઝરી.—૩૭

" નિતંબો નીવી ગ્રંથીએ ઝડી લીધાં પીઠો સમાં કચ્છની,
" ધીરી ઉદ્ધત થાય જ્યાં ગતિ તહીં ડોકી ઝુલે મસ્તી શી!
" મીઠા હાસ્યથી દંત દાડમ કળી જેવા મુખે ઓપતા,
" મોતીડાં ખરતાં સહેદ રૂદને તોયે મુખે શોક ના.—૩૮

" નૃત્યો રે ! કરતી મૃદંગ બજવી મીઠું મીઠું ગાઇને,
" દીક્ષા પૂર્ણ થતાં જડું હૃદય આ ને પ્યારી તે મારી છે;
" રે' છે તે પ્રતિદિન આ હૃદયમાં કેદી બની મારી ને,
" હું દસ્યુ[3] દિલ તે તણો બની ચુક્યો કિન્તુ શું ભાવીહશે.—૩૯

વદીને એટલું શંયુ બોલતો ચુપ થઈ ગયો,
દેવયાનિ વદી 'શંયુ મને તું વર્ણવી રહ્યો.'—૪૦

" કીન્તુ દેવી હશે કો તે વર્ણને તું ભૂલો પડયો,
" જો ! જો ! શંયુ નભે જોને ! ભાનુ યે આથમી ગયો.—૪૧

વિનોદ એવા કરતાં હતાં ત્યાં,
પરિક્રમા ભાનુની પાંચશો થૈ;
કચે જીત્યું 'તું દિલ દેવયાનિ,
કે એવું 'શંયુ વિણુ ના ગમે કૈં.' —૪૨

શંયુ ભણે શુક્ર કનેથી વિદ્યા,
એ વાતની જાણુ અસુરને થૈ;

---

૧ કાસાર—સરોવર. ૨. ઘુમરી—ખાયણી—જળના વહેંણમાં ભમરા થાય છે તે. ૩. દસ્યુ—ચોર—ચિત્તચોર.

સંજીવની જાય રખે ભણી એ,
એવી ઉભી ધાક અસુરને થૈ. —૪૩

ઠરાવ કીધો કમી ધાક થાવા,
એકાન્તમાં દાનવ એકઠા થૈ;
કે 'મારી નાખો કચને ખુશીથી,
શકે જીવાડી ફરી શુક્રના કૈં.' —૪૪

ચરાવવાને વનમાં પ્રભાતે,
શંચુ ગયો 'તો ધન ગાયનું લૈ;
ત્યાં શંચુનું મોત કરી અસુરે,
શરીર કીધું ટુકડા ઝીણા કૈં. —૪૫

શિયાળવાંને, વરૂને દીધું તે,
અને બધી ગાય સુની ગૃહે ગૈ;
ગાયો દીઠી આવતી ઘેર સુની,
ને દેવયાનિ વદી ધ્રાસકે કૈં. —૪૬

"અગ્નિહોત્રના અગ્નિમાં હોમ આપ્યો તમે પિતા,
"સુર્ય એ અસ્ત પામ્યો ને આવી ગૌ ગોપના વિના.—૪૭

"મારી નાખ્યો હશે કોએ તેથી શંચુ જણાય ના,
"સત્ય હું તો કહું છું કે શંચુ વિના જીવીશ ના.—૪૮

"શુક્રે કીધું કરીશ નહિ તું શોચ ઓહો! શું એમાં?!
"જીવાડું હું મરણ થયું હો તોય આ 'આવ' કે'તાં;
શુક્રે આવું સહજ વદી સંજીવિની જાપ જાપ્યો,
તેની સાથે તન-વરૂ, શિયાળો ચીરી શંચુ આવ્યો.—૪૯

દેવયાનિ વદી ત્યારે 'આવતાં કેમ વાર થૈ,'
'અસુરોએ હણ્યો તેથી' શંચુ કહે હે! ભાવિનિ!—૫૦

પછી દિનો કૈંક સુખેથી કાઢ્યા,
ફરી દિને એક પ્રભાત કાલે;
દેવ્યાનિના શંચુ કીધે ગયો 'તો,
ફુલો વનેથી વીણી લાવવાને. —૫૧

ત્યાં મારી નાખ્યો કચને ફરીથી,
અસુર ભેગા સઘળા થઈને;
કરી દીધો લોટ સબને જલાવી,
નાસી ગયા મેળવી ઉદધિમેં. —૫૨

લાંબો ઘણો કાળ ગયેલ જાણી,
કે' દેવયાનિ રડીને પિતાને;
" શંચુ હજુ ઘેર પિતા ન આવ્યો,
" જરૂરથી મૃત્યું કર્યું અસુરે. —૫૩

" મને શંચુ વિના પિતા જીવવું ગમશે નહિ,
" જીવાડો સ્નેહ લાવીને તે વિના વ્યર્થ જીંદગી.—૫૪

શુક્ર સંજીવિની મંત્ર જીવાડયો શંચુને ફરી,
મૃત્યુની વાત શંચુએ દેવયાનિ કને કહી.—૫૫

કલ્લોલતા મય દિનો જ વિતાવતાં એ,
બેઠાં હતાં ઉપવને દીન એક સાંજે,
ત્યાં મોર એક નિજ ઢેલ ઘુમાવી નાચે,
તે દેવયાનિ નીરખી કચને જણાવે.—૫૬

" જો શંચુ પેલો છુમ છુમ નાચે,
" મયૂર કેવો ! નિજ ઢેલ સાથે;
" અને કરી શી ! પિછથી કળા એ,
" રીઝાવી દે છે નિજ ઢેલડીને. —૫૭

" વળી ફરે ચોગમ નાચી કેવો
" ગોવાલણીમાં જયમ ' વાસુદેવો;
" ને ઢેલ કેવી ચુમી ચુમીને લે,
" ખુશી થકી આંસુ મયૂર દે તે. —૫૮

" મયૂર મારો કચ તું થતામાં,
" આંસુ ઝીલું ઢેલ બની હું તારાં;
" અને ઘુમું ચોગમ તારી પાસે,
" રીઝાવજે શંચુ મને તું નાચે. —૫૯

તથાપિ ના વધો શંચુ સાયંકાળે થઇ ગયો.
વાળુ કીધું ખધાંએ ને નિદ્રાને દેહ અર્પિયો.—૬૦

ભપકી ખુબ જનારાં આપ અંધાર જોશે,
અતિ પરિચયવાળાં માન પોતાનું ખોશે;
ખટરસ જમનારાં રોગનાં મૂળ પોષે,
પ્રણય રસ પિનારાં દુઃખનાં ઝાડ જોશે.—૬૧

નિદ્રા મટી થઇ તંદ્રા મળસ્કે દેવયાનિની,
કારમી એ રડી ઊઠી ઊઠાડી કચને વદી—૬૨

" ઉઠી પ્રભાતમાં મોહું તાહરૂં,
" નિરખતાં જતો દિન સુખરૂ,
" પણ મને થયું સ્વપ્ન કારમું,
" હું, તું લઢી પડ્યાં રે ! અરે ! બહું. —૬૩

" કચ કહે તને સ્વપ્ન છો થયું,
" પણ કદિ તને હું નહિ લહું;
" દિવસના વિચારોથી ઉલટાં,
" જરૂર હોય છે સ્વપ્ન જુઠડાં. —૬૪

દેવયાનિ કરી શાન્ત ને શંચુ વનમાં ગયો,
અસુરે મારી નાખ્યો ત્યાં તન બાળી રક્ષા કીધો—૬૫

મદિરામાં મિલાવીને શુક્રને પાઇ રાખ તે,
શુક્ર પેટે જતાં શંચુ અસુરો હરખાય છે.—૬૬

પિતા ! પિતાં ! રવી પણુ ગયો દેવયાનિ કુછી કે',
મારી નાખ્યો જરૂરથી હશે શંચુ; જીવી શકુ શે;
જીવાડો એ કચ કહિં હશે તે તપાસી પિતાજી,
સંધ્યા વાગી કચ નવ દીઠો હું રહું કેમ રાજી.—૬૭

કે' શુક્ર મુજ તનયા ! કચ મૃત્યુ પામ્યો,
જીવાડું તોય કચને હણતા અસુરો;
તું આમ શોક કર ના રડ ના લગારે,
તારા સમી મરણુનો નવ શોક ધારે.—૬૮

મારા પ્રભાવથી તને સઘળા નમે છે,
ના તેથી શોક કરવો તુજનો ઘટે છે;
જીવાડવો કઠિન છે કચને હવે તો,
જીવાડું તોય ફરીથી હણુશે અસુરો. —૬૯

રડું ને શોક ના કેમે કરૂં હું કચનો પિતા !
શ્રેષ્ઠ છે, છે મને વ્હાલો જીવીશ ના તેના વિના.—૭૦

આ—દેવયાનિ વચનો સુણીને મુનિએ,
ધિક્કારી સર્વ અસુરો કહ્યું: શંચુ ક્યાં છે ?
શંચુ કહે ઉદરમાં પ્રભુ આપના છું,
જે રીત ઉદર ગયો બધું તેહ કીધું.—૭૧

શુક્ર કે' દેવયાનિને હું તારૂં પ્રિય શું કરૂં ?
હું મરૂં તો જીવે શંચુ ફાડતાં પેટ માહરૂં.—૭૨

"આપ જીવો જીવો શંચુ" દેવયાનિએ આ કહ્યું,
બેમાંથી એકના મોતે નિપજે મોત માહરૂં.—૭૩

શુક્રે કહ્યું શંચુ બહાર આવી,
જીવાડજે પુત્ર રૂપે મને થૈ;
શંચુ પરે હેત અગાધ લાવી,
શંજીવિની ત્યાં ઉદરે ભણાવી. —૭૪

શંજીવિનીને ભણી શંચુ પૂરી,
બહાર આવ્યો ગુરૂ પેટ ચીરી;
જેવી રીતે પુનમ ચંદ્ર સાંજે,
ભેદી દિશા પૂર્વ બહાર આવે. —૭૫

જીવાડ્યા શુક્રને અંતે પછી શુક્ર આવું વદ્યા,
મારા જેવો બન્યો શંચુ કહી અસુરો ચેતવ્યા.—૭૬

મર્યાદા બાંધી ત્યાં શુક્રે પીવી ના મદિરા જને,
ધર્મભ્રષ્ટ થશે પીતાં બ્રહ્મહત્યા જ લાગશે.—૭૭

શંચુ હજાર વર્ષો ત્યાં ગુરૂની પાસમાં રહી,
તેમની મેળવી આજ્ઞા સ્વર્ગે જવા ઇચ્છા કરી.—૭૮

ભાગ ૨ જો.

મૃદુહાસ્યે દેવયાનિ સુહસ્તે—
દેખાડીને પાન ઇશારતે કે';
"જાતાં જાતાં પાન આરોગશો કે,
"જાતાં શંચુ હર્ખ દેતા જશો કે? . —૭૯

કુલે, શીલે, વિત્ત, વિદ્યા, વપુએ,
વર્ચસ્વે, વાને, વયે અષ્ટ ગુણે;

# સત્યભામાનો સંદેશો.

આણું કેમ ન આવ્યાં મોરાર,
મોઘા મારા જોબાનીયાના હાર;
આણું મોકલજો વહેલાં મોરાર.—એ ટેક

કારતક માસે કંચુકી સહે–
સજ્જ થઇ હું રહી છું તૈયાર.—આણું.

માગસર માસે મને રાતડી–
વેરણુ થઇ શૈયા મોઝાર.—આણું.

પોષે શોષ કરે છે વાયરા,
શોષ્યાં અંગં ને અધર અપાર.—આણું.

માહા માસે ખર્યાં સૌ પાંદડાં,
થાતાં વસંત અનંગ બાર.—આણું.

ફાગણુ ફુલ્યો આંબો કેવડો,
ચૂગી કોયલ કરે ટહુકાર.—આણું.

ચૈત્રે ચુસાતા મકરંદ સૌ,
સુણ્યા મેં ભમર તણા ભણુકાર.—આણું.

વૈશાખે રસ ફળ ઝૂલતાં,
મોં મોં છૂટી રહે તુષાર.—આણું.

જેઠ વેળાયાં સૌ રસ ફળો,
વેઠઇ વેઠઇ દાડમડી ને દ્રાક્ષ.—આણું.

અષાઢે ગગન બહુ વાદળાં,
યક્ષે કાવ્યો સંદેશો નાર.—આણું.

શ્રાવણ સરવરીયાં પડે મેઘનાં,
પડે ત્યમ મુજને અશ્રુ ધાર—આણું,

ભાદરવો ભર્યો ભરપુર પણ—
બાળે પુષ્પધન્વા અંગાર.—આણું.

આસો અંબરે શરદ ઈન્દુ ઝગે,
રમણ વિણ એળે જશે અવતાર,—આણું.

બારે માસ રાહે વીતીયા,
"જેષ્ટન" મીટમાં નહિ પલકાર.—આણું.

